કવી અને ફીલસુફી

# ખઇયામ,



# ગ્લોબ સીનેમા

સેન્ડહર્સ્ટ રોડ-મુંબઇ.

કીંમત માત્ર અધો આનો.

હમો હમારા તમાક

બીરાદરોને ઇદની મુબ.

વિધાપીઠ ઇદ ઇચ્છીએ છીએ

અમદાવાદ

ઇદ માટે

કોપીરાઇટ સંગ્રહ

આજના ખુશાલી ભર્યા તહેવાર માટે હમોને હમારા
મહોમેદન બીરાદરોને ખુશ કરવા ખાય મોગ ખરચે

તઇયાર કરેલી

# ઉમર ખઇયામ

નો મહાન દ્રામા ઉપરાંત પેલા હાસ્ય રસના
કંટ્રાકટર મશહુર મશ્કેરા

## ચારલી ચેપલીનની

"મહોબત કે મુસીબત"

નામની બે ભાગની કોમેડી પણ મંગાવી છે જરૂર જોવો

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

# ઉમર ખૈયામ

બિન

## ઇબ્રાહીમ

ઇરાનના શહેર નૈશાપૂરના જગપ્રસિધ્ધ કવિ

## ખૈયામની ટુંક ઓળખ.

ઉમર નામ અને ખઇયામ અટક છે ઉપનામ પણ એજ છે ઉમર જ્યારે શાળામા શીખતો હતો તો બીજા બે જવાન્યાઓ તેની સાથે હતા આ ત્રણેનો પ્રેમ એટલો વધ્યો કે, આપસમા એકરાર કર્યો કે, અમારામાથી જે પણ કોઇ મોટી પદવી મેળવશે, તે બીજા બન્ને સાથીઓને પણ પોતાનો ભાગીદાર કરી લેશે ખબર કોને હતી કે, આ શાળાના છોકરાઓ દુનીઆનો ઇતિહાસ બદલી દેશે. આ છોકરાઓ ખઇયામ, નિઝામુલમુલ્ક અને હસન હતા (શેરૂલ અજમ પાનુ ૨૨૯)

ઉમર ખૈયામ ઇરાનના પ્રસિદ્ધ શહેર નેશાપૂરમા પેદા થયો હતો. તેનો પિતા એક ગરીબ તંબુ બનાવનાર હતો ખયામની પ્રસુન અને

એશીઆમા કરતા યુરોપ અને અમેરીકામાં વધારે કદર બુજી છે તેનુ કાવ્ય પુસ્તક રૂબાઇઆતે ખઇયમ તરીકે જાણીતુ છે । જેમા સુફીઈઝમથી ભરપુર ચોપાઇઓ છે । સહુથી પહેલા ખઈયામની યુરોપમા ઓળખ આપનાર ફિટઝ જેરલ્ડ નામનો વિદ્વાન હતો જેણે ખઇયામની ગણત્રીની રૂબાઇઓનું ભાષાતર પ્રગટ કર્યું આ ભાષાનર પ્રગટ થતાજ યુરોપના એક છેડાથી બીજા છેડા સુધી પ્રેમની એક અગ્નિ ભડકી ઉઠી અનેપછી તો સેકડો નહી પરતુ હઝારો વિદ્વાનો રૂબાઇય તનુ ભાષાતર કરવા બહાર પડ્યા આજે તો યુરોપ અને અમેરિકાની હાલત એ થઈ છે કે, જાણે દરેકને ખઇયામના નમનુ ઘેલુ લાગ્યુ હોય એવુ લાગે છે ।

ખઇયામે જો કે, એક કવિ તરીકે જગત પ્રસિધ્ધતા મેળવી છે પણુ કાવ્ય તો, તે ફકત મોજના ખાતર લખતો હતો ખઇયામ એક અર્થ શાસ્ત્રી હતો, એક ધર્મશાસ્ત્રી હતો એક તર્કશાસ્ત્રી હતો, એક જ્યોતિષિ હતો, એક ખગોળ વેત્તા હતો, અને એક મહાન સુફી હતો ખઈયામની આ સઘળી વિષયોમા પ્રવીણુ હોવાના સબબેજ તેને હકીમનો ખિતાબ મલ્યો હતો. એટલે તે હકીમ ઉમર ખઇયામના નામે જાણીતો હતો ખઇયમની વિદ્વતાનો કઈ આ ઉપરથી ખ્યાલ આવી શકે છે કે, તે પ્રસિદ્ધ ઈસ્લામી ધર્મશાસ્ત્રી ઇમામ ગઝઝાલીની સાથે શાસ્ત્રાર્થ કરવામા ઉતરી પડ્યો હતો કેટલાક લખનારાઓ જણાવે છે કે, ખુદ ઉમર ખઈયામ ઇમામનો દરજ્જો ધરાવતો હતો તેનુ પચાગ તેના મરણુના સેકડો વરસ પછી ફ્રાન્સના મુખ્ય શહેર પેરિસ ખાતે છપાઇને પ્રગટ થઇ ગયુ છે ।

આ પ્રસિદ્ધ અને લાયક નરની આપણા હિન્દુસ્તાનમા જેવી જોઇએ તેવી કદર બુજવામા આવી નથી અને મુખ્ય કરીને ગુર્જર ભાષા જાણુનારાઓ તો આ મહાન કવિ વિષે ઘણુજ થોડુ જણે છે । પણુ આ ઠેકાણે અમે ઉમર ખઇયામનુ વૃતાત લખવા માગતા નથી તે કામ બીજાએનુ છે અમને તો કેવળ આ મહાન ઇસ્લામી વિદ્વાનની ટૂક ઓળખ આપવાની હતી તે પછી તે કલ્પિત કથાનો ખુલાસો લખવાનો છે જે જોવા તમે આજે પધાર્યાં છો ।

# પ્રકરણ પહેલું !

## પ્રેમબાણ !

પહેલા નેશાપુરના મહાન વિદ્વાન ઇમામ મુવફ્ફકની પુત્રી શીરીન પોતાના પિતાના બગીચામા જોવામા આવે છે !

ઇમામ સાહેબ પોતાના બે ચેલાઓને લઇને તેમને શીખવી રહ્યા છે આ બે ચેલાઓના નામ નિઝામુલ્ક તૂસી અને હસન બિન સબ્બાહ છે ! ઉમર ખઇયામના સંબંધમા પૂછતા તેમને એવો જવાબ મળે છે કે, તે એક છકેલ માણસ છે કેઠે પીઠામા પડયો હશે પણ ખઇયામ તો પોતાના ગુરૂના બગીચામા છે અને તેમની સુંદર છોકરીપર આશક થઇ ગયો છે ! પણ છોકરી જો કે ખય્યામને જોઇ નહાસી જાય છે છતા પ્રેમનો બાણ તેને પણ લાગી જાય છે—

નાલે યહા હો લબપે, વહા આહે બારબાર,
ઝખ્મી હો અપના દિલ તો હો સીના વહા ફિગાર,
કાબુ હમે ન દિલપે ન ઉનકો હો ઇખત્યાર
ઉલફતકા જબ મજા હય કે, દોનો હો બેકરાર,
દોનો તરફ હો આગ બરાબર લગી હુઇ !

ખઇયામ બાગમાથી આવી ગુરૂની પાસે આવીને બેસે છે શીરીન ઝરૂખામાથી ખઇયામની ઉપર ફુલ મારે છે ખઇયામના હાથમાથી ચોપડી પડી જાય છે અને તે પ્રેમ-પત્રીકા લખી છોકરીને આપી દે છે !

દેખે તો કીસ નરાહ ઉન્હે હોતા નહી અસર,
લો આજ નામા લીખતે હય ખુને જીગરસે હમ !

હસન, નિઝામ અને ખઇયામ ત્રણે ભણીને બહાર નીકળે છે

શીરીન બાગમા જઇ પત્રીકા વાચે છે ખઇયામ પોતાના ઘેર જાય છે ખુબ ચીત લગાડીને ભણે છે કે ઇમામ પોતાની છોકરી આપી દે તે બાપડાને શુ ખબર કે, શાહઝાદો તેની ઉપર તેની તારીફ સાભળી આશક પડી ગયો છે



# પ્રકરણ બીજુ

---

## ખઇયામનુ પચાગ.

ખઇયામનો બાપ એક તબુ બનાવનાર છે, ખઇયામ ત્રણી મહેનતે તઇયાર કરેલુ પચાગ પોતાના પીતાને દેખાડે છે પણ તે ખુશ થવાના બદલામા નારાઝ થાય છે કે, આ તે કેવળ અધર્મી પણુ છે

ખઇયામ ઘેરથી નીકળી પ્રીયાને મળવા માટે બગીચામા જાય છે ત્યા તેણી તેને કહે છે કે, શાહઝાદાએ મારી માગણી કરી છે।

"તેની પાસે તો" ખઇયામ કહે છે "ત્રણુ પરણેતરો અને સંખ્યાબધ દાસીઓ છે' ખઇયામ એવો તો પોતાની માશુક સાથે વાતોમા લીન થાય છે કે, તેનો પગ નીચે લટકી તેના ગુરૂને લાગે છે, તેઓ ઉપર જુએ છે પણ છોકરી નહાસી જાય છે અને તેઓ એમ સમજે છે કે ખઇયામ તેમના બગીચામા ખરાબ ચાલની છોકરીઓને લાવે છે તેઓ તેની ઉપર સખ્ત નારાઝ થાય છે

ખઇયામ પોતાના ગુરૂને ખુશ કરવા માટે પોતાનુ તૈયાર કરેલુ પચાગ તેમને દેખાડે છે પણ તેઓ તે જોઈ ખુશ થવાના બદલામા સખત




નારાઝ થાય છે, અને પચાગ ફાડીને ફેંકી દે છે અને ફતવો આપે છે કે, "તુ દોજખમા જશે"

ખઇયામ તે કટકાઓ ઉઠાવી લે છે અને બહાર આવે છે અને પુછે છે કે તુ કોની ઉપર આશક છે ખઇયામ કઈ દાદ આપતો નથી ! તેઓ જઇને એક કાવાખાનામા બેસે છે ત્યા એક બીજાને દરેક વચન આપે છે કે, અમાગમાથી કોઇ મોટે દરજ્જે પહોચશે તો, તે બીજા બન્નેને પણ પોતાનો ભાગ્યો બનાવી લેશે બધા કબુલ કરે છે

"પણ" ખઇયામ કહે છે કે 'મારે માટે તો દોજખ છે તે જાણો છો ?"

તે નગ્ફ્ શીરીનને જોવા માટે બાદશાહજાદાનો કાસીદ ભેટ સોગાત લઇને મોહટી ધામધુમ સાથે ઇમામના ઘર પર આવ્યો છે શાહી દાસીઓ ઘરમા જઇ શીરીનને માગાનો હાર પહેરાવે છે તે માફ્ ના પાડે છે અને હાર તોડીને ફેંકી દે છે !

કાસીદે ચીરહાઇને ઇમામની પાસે આવે છે અને છોકરીએ કાલ સહવાર સુધી હા કહેવીજ જોઇ એમ કહી ચાલી જાય છે !



# પ્રકરણ ત્રીજુ.

## છુપાઇને લગ્ન.

ઇમામ સાહેબ હવે પોતાની બેટી પાસે આવે છે અને તેણીને શાહઝાદાને કબૂલ કરવા માટે સમજાવે છે છોકરી તો ઇન્કારજ કરે છે

ગત થઇ ગઇ છે! ખય્યામ છુપાઇને ઇમામના બગીચામા દાખલ થાય છે શીરીન તો તેની વાટજ જોયા કરે છે —

ઇસ તરહ દિલકો શબે હિજ—રમે બહલાતે હય,

દેખ! ગભરા નહિ, વો' આતે હય વો આતે હય!

બન્નેનો મેળાપ થાય છે! તેઓ બન્ને એક કાઝી પાસે જઇ છુપી રીતે લગ્ન કરી લે છે! ખય્યામ તેણીને બાગમા પહોચાડી ઘરે જાય છે!

સહવાર થાય છે શીરીનને ઝબરજસ્તી પકડીને લઇ જવામા આવે છે તેણી કહે છે કે હુ ખય્યામની છુ પણ કોણ સાભળે છે ખય્યામ વિરૂધ અધર્મીપણાનો ફતવો આપવામા આવે છે તેના ઘેર ઉમર હુમ્લો લઇ જવામા આવે છે તેનુ ઘર લુટવામા આવે છે તેના પુસ્તકો ફાડી નાખવામા આવે છે —

"યા અલ્લાહ! તારા નામે આ સીતમ'

ઉમર એક આહ ખેચીને કહે છે!



ઈરાનના મહાન શાયર ઉમર ખૈયામ




ની વફાદાર માશુક

# પ્રકરણ ચોથું.

## શીરીનની પુત્રી ! ! !

શીરીન શાહઝાદા "નુહ"ના મહેલમા લાવવામા આવે છે તેની સાથે તેણીની વફાદાર દાસી પણ છે શાહઝાદો તેણીની પાસે આવે છે અને તેને જોઇને ઘણોજ ખુશ થાય છે પણ શીરીન તેના તરફથી મોઢુ ફેરવી લે છે અને ઇન્કાર કરે છે જ્યારે તે જબરજસ્તી કરવા ચાહે છે તો શીરીન તેના કાલા'વાલા, કરે છે

મારો પિતા તમારો વફાદાર છે ! શીરીન કહે છે "મને છોડી દો નામદાર !" હે દયાના ઝરા મારી ઉપર દયા કર તમો નામદાર પાસે માગ કરતા એ ખુબ સુરત સ્ત્રીઓ છે ત્યારે ઉમરને એકનીજ જરૂર છે અને તે હુ છુ

"એને લઇ જઇને કેદ કરો" શાહજાદો હુકમ આપે છે આ હુકમ મળતા ખાજેસરા તેણીને કેદમા પુરે છે શીરીનની વફાદાર દાસી તેણીની પાસે છે શાહજાદો એશ આરામમા શીરીનને ભુલીજ જાય છે

શીરીન જેલમાજ એક છોકરીની મા થાય છે આ વાત ક્યા સુધી છુપી રહેવાની હતી આખરે ભેદ ખુલી જાય છે

'હવે" શાહજાદો આ જોઇને ચીરડાઇને કહે છે 'હવે હુ તારા ઇન્કારનો સબબ સમજ્યો"–તેની સાથેજ તે એવો હુકમ આપે છે કે, બન્ને મા દીકરીઓને એક ગુનપાટમા સીવી પહાડ પરથી સમુદ્રમા નાખી દયો '

શીરીન પોતાની છોકરીને જેને હવે પછી આપણે નાની સીરી-નના નામે ઓળખીશુ યુક્તિ કરીને જેલથી નહસાડી દે છે તેની દાસી નાની શીરીનને કાઢી લઇ જાય છે નાની શીરીન નેસાપુર ખાતે પોતાના પિતા ખઇયામની પાસે પહોચાડવામા આવે છે જે તેણીને જોઇ તેણીની માને યાદ કરી બેહદ વિલાપ કરે છે—

થઈ હાલત બુરી મારી ! સનમ તારી જુદાઈમા !
જિગરપર ઝખ્મ છે કારી ! સનમ તારી જુદાઈમા !
મને કોણ આપશે યારી ! સનમ તારી જુદાઇમા !
કરે મુજ કોણ દિલદારી ! સનમ તારી જુદાઇમા !
નતો સુખ છે કોઇ વાતે, ન તો નિદ્રા કોઇ રાતે
સદા આખોને બેદારી ! સનમ તારી જુદાઈમા !



## પ્રકરણ પાંચમું.

### શીરીનનું બચી જવું

#### નિઝામુલમુલ્ક અને હસન!

આજેસરા શીરીનને ગુનપાટમા બાધીને જેમ બહાર લાવે છે પણ શીરીનને તે વેચવા માટે બચાવી લે છે અને તેના બદલામા ગુણપાટમા કઇ બોજો ભરીને એક પહાડની ઉપરથી સમુદ્રમા નાખે છે શાહજાદો અને ઝનાનખાનાની બાનુઓ તમાસો જુએ પણ જેને ખુદા રાખે તેને કોણ ચાખે !

ઉમર ખઈયામની પોતાની પ્રિયાના વિયોગમા બુરી હાલત છે એક બે નહિ પણ શીરીનની જૂદાઇમા પુરા સત્તર વરસ થઈ ગયા છે મોહબ્બત જ્યારે ખરી હોય છે તો, દરેક જગા પર દરેક ઠેકાણે દરેક ચીઝમા આશક પોતાની માશુકનેજ જૂએ છે ખઇયામ નીએ એવીજ હાલત છે કે આસમાન ઉપર, જમીન ઉપર, દરવાજા ઉપર, પોતાના દીલની અંદર અને દિલની બહાર દરેક ઠેકાણે શીરીનજ દેખાય છે કુભાર વાસણ બનાવે છે ખઇયામ તે બેસીને નીહાળે છે તો તેમાએ તેને શીરીનનો સુંદર ચહેરો દેખાય છે

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

નાની શીરીન ૧૭ વરસની જવાન થઈ જાણે નરી એની મા ' નિઝામુલ મુલ્ક ઇરાનનો વઝીર થઇ જાય, છે અને "સઘળો" કારોબાર તેના હાથમા આવે છે હવે તેને પોતાના વચન યાદ આવે છે અને સઉથી પહેલા તે હસનને શોધી લાવવા માટે માણસોને મોકલે છે પણ હસન તો લુટારાઓનો સરદાર થઇ ગયો છે ' દાસીદે આવીને હસનને વઝીર નિઝામુલ-મુલ્કનો પત્ર પહોચાડયો છે હસન જવા માટે તૈયાર છે '

૧૨૨૯૭



ખૈયામ તો તો, પ્રમાણે ગમગીન જીવન વ્યાખ્યાનો અથવા ઉપદેશ આપવામા પસાર કરે છે અહીં નાની શીરીન ઉપર ખય્યામનો ગુલામ મહરૂસ જેને તેણી પોતાનો ભાઇ સમજે છે આશક થઇ જાય છે

"તમે મારા ભાઇ નથી ?" નાની શીરીન પૂછે છે

"નથી હુ તારો ભાઇ" મહરૂસ કહે છે, "હે, નથી ઉમર તારો બાપ!

ત્યા હસન નિઝામુલમુલ્ક પાસે જાય છે જે તેને મોટા હરખ સાથે મળે છે અને તેને નેશાપુરનો ગવર્નર બનાવી દે છે!

---

# પ્રકરણ ૭ મું

---

## મોહટી શીરીન બાચરચન તરીકે!

કોઇ રહતા નહી યકસા,! કભી કુચ્છ હય! કભી કુચ્છ હય!
કભી ખદા કભી ગિરયા! કભી કુચ્છ હય! કભી કુચ્છ હય!
કભી તો તખ્તે શાહી હય, કભી બિલકુલ તબાહી હય!
યેહી હય હાલતે ઇન્સા! કભી કુચ્છ હય, કભી કુચ્છ હય!
કહી શાદી, કહી, માતમ! કોઇ ખુરરમ, કોઇ પુરગમ,
યુહી હય ગરદિશે દવરા! કભી કુચ્છ હય! કભી કુચ્છ હય!
કિસીકી હય કહી શાદી! કહી હોવી હય બરબાદી!
કોઇ શાદા, કોઈ નાલા કભી કુચ્છ હય, કભી કુચ્છ હય!

**કિસીને ભેદ કુદરતકા, ન પાયા હય, ન પાએગા,**
**કભી ઝાહેર, કભી પિન્હા ! કભી કુચ્છ હય ! કભી કુચ્છ હય !**

---

હસનની લુટફાટ તો ચાલુજ છે બરદાફરોશો (ગુલામીનો વેપાર ચલાવનારાઓ) લાવીને મોટી શીરીનનેવેચી નાખે છે હસનના માણસો તેણીને ખરીદી લે છે અને તેણીને બબરચી ખાનામા દાસી તરીકે મોકલી દે છે ! એ પણ દુન્યાની ચઢતી પડતીના ચમત્કાર ! એક પ્રમામ, એક વિદ્વાનની છોકરી ! એક દાસી એક બબરચન તરીકે કામ કરે છે !

એટલામા હસનની પાસે એક જવાન પકડાઇને આવે છે તે ખુબ-સુરત મજબુત બાંધાનો અને દેખાવડો હોય છે તેને જોઇને કહે છે કે આ એક બહાદુર અને મજબુત જવાન છે આપણુને ઘણો ઉપયોગી થઇ પડશે એટલુ કહી તે પોતાના ટોળામા તેને મોકલી આપે છે.

તે જવાન બબરચી ખાનામા આવે છે ત્યા મોટી શીરીન સાથે તેનો મેળાપ થાય છે

હસન ગવરનર થઇને હવે લોકો પર વધારે જુલમ કરવા લાગે છે અને તેની હિમ્મત ઘણી વધી જાય છે

ખઇયામ પણ એજ શહેરમા પોતાની માશુકના ગમમા આગળ જણાવવામા આવ્યુ તેમ વિલાપ કરે છે એક દિન પેલો જવાન્યો હસનના માણુસોને લુટ ફાટ કરતા જુએ છે તે તેથી સખત નારાઝ થાય છે અને કહે છે કે "ગવરનર થઇ એવા કામો અને લુટફાટ ? તે ત્યાથી કટાળીને ન્હાસે છે હસન જુએ છે અને પોતાના માણુસોને હુકમ આપે છે કે, એને પકડીને લાવો નહી-તર તમારા ડોકા ઉરાડી દેવામા આવશે કેમકે આ જવાન આપણો ભેદ જાણે છે

પેલા જવાનીઆની પુઠે હવે હમનના માણુસો લાગે છે તે નહાસે છે પણ તેને એક તીર લાગે છે તે એક ઉંચી ટેકરી ઉપરથી એક બગીચામા આવીને પડે છે આ ખઇયામનો બગીચો છે

નાની શીરીન પોતાના બાગમા ફરી રહી છે એટલામા આ ઘાયલ જવનીઓ તેની સામે આવીને પડે છે છોકરીને તેની ઉપર દયા આવે છે અને તેના ઘા ધોય છે અને તે હુશીયાર થાય છે એક ગુલામ આ બધી વાતો જોય છે અને ઉમરને જઇને ખબર કરે છે ઉમર આવીને પેલા જવાનીઆના સબધમા પુછપરછ કરે છે પહેલા તો જરા પોતાની છોકરી પર નારાજ થાય છે પણ પાછળથી પેલા જવાનીઆ ઉપર દયા લાવી કઇ કહેતો નથી

---

# પ્રકરણ ૭ મુ

---

## ખૈયામ કેદમા

ઉમર ખયામને કઇ કામજ નથી તે વખતનો મોટો ભાગ પોતાની વહાલી પ્રિયાની યાદમાજ પસાર કરે છે —

કહે હમ તુજસે ક્યા હમદમ, જો આફત હય મોહબ્બતમે !
મુસીબત હય મોહબ્બતમે, મુસીબત હય મોહબ્બતમે !
ન ધ્યાન ઈઝઝતકા રહેતા હય, ન બાકી નામકી ખાહેશ !
વો' ઈઝઝતસેભી બઢકર હય, જો ઝિલ્લત હય મોહબ્બતમેં !
ફકત ઉશશાક કે દિલસે, મોહબ્બત કે મઝે પૂછો !
ઉન્હે હરએક દુખ ઔર દર્દ રાહત હય મોહબ્બતમે !

રડવા અને વિલાપ કરવાથી ખઇયામને કદી કદી ફુરસત મળે છે, તો, લોકોની સામે જઇને કંઇ ઉપદેશ આપે છે. તેના ખુલ્લા વિચારો સાંકડા મનના કહેવાતા ધર્મશાસ્ત્રીઓને પસંદ પડતા નથી તેઓ તેની સતાવણી કરે છે! તેની વગોવણી કરે છે કેમકે, વાદવિવાદ કરવામા આ શાસ્ત્રાર્થ કરવામા તે ઉમર ખઇયામની બરાબરી કરી શકતા નથી ખઇયામ એક જબરદસ્ત ફીલસુફ છે ત્યારે પેલા કહેવાતા ધર્મશાસ્ત્રીઓ ફીલસુફી ધર્મ વીરૂધ સમજે છે અને ફીલસુફીની કેળવણી ધર્મ વિરૂધ ઠેરવે છે! ફિલસુફીની તાલીમ આપનાર વિરૂધ અધર્મીપણાનો ફતવો આપે છે.

ઉમર એક મહાન જ્યોતિષશાસ્ત્રી છે પણ એ વિધ્યા જાણનાર પણ ધર્મ વિરોધી કહેવાય છે તેની કંઇ કદર થતી નથી ઉલટો તે હીણાય છે તેને લોકો ધિક્કારે છે તેની વગોવણી કરે છે તેની પજવણી ચાલુ છે

ઉમર એક ખગોળ વેત્તા હતો પણ તેણે તઇયાર કરેલા પંચાંગની એ દાહેકા અગાઉ કેવી કદર થઇ હતી તે આપણે પહેલા પ્રકરણમા વાચી ચુક્યા છીએ સારાંશ કે, આ જમાનામા આખા ઇરાન દેશમા ખઇયામની કદર બુજનાર કોઇ નથી

એક દિન એક કહેવાતો ધર્મશાસ્ત્રી તેના ઘરમા આવી લાગે છે તે પેલા જવાનયાને ત્યા જુએ છે અને ઉમરને તેના સબંધમા સવાલ કરે છે ઉમર જવાબ આપે છે કે તે ઘાયલ હતો તેની સારવાર કરવા માટે અમે તેને અહી રાખ્યો છે પેલો ધર્મગુરૂ તેની ખબર, હસનના માણુસોને આપે છે અને ખઇઆમના ઘર ઉપર દરોડો પડે છે ઉમર પેલા જવાનયાને ઘરમાંડી નહસાડી દે છે અને પોતે નાની શીરીનની સાથે પકડાઇ જાય છે

ઉમરને નાની શીરીનની સાથે પકડાઇને હસનની સામે લાવવામા આવે છે અહી મા મોહટી શીરીન જે એક બબરચન તરીકે જીવન પસાર કરે છે તે તેને જુએ છે.

હસન ઉમરને ચાબકા મારવાનો હુકમ આપે છે

'હસન" ખઇયામ કહે છે "આપણી વચ્ચે આપણે મદરસામા શીખતા હતા તે વખતે જે વાયદો થયો હતો તે યાદ કર" પણ હસન તેની દરકાર કરતો નથી અને એવો હુકમ આપે છે કે, ઉમરને સકજામા કસી ચાબકાઓ મારવામા આવે છે

---

# પ્રકરણ ૮ મું

---

## ખઇયામનો છુટકારો

નાની અને મોહટી શીરીન એટલે મા દીકરી ત્યાથી છુટે છે તેમને કહેવામાં આવે છે કે, તમે ઉમરના મિત્ર નિઝામુલમુલ્કને જાણો છો તે અહીનો વડો વજીર છે અને તેને બચાવી લે છે

મા દીકરીઓ રસ્તા પર આવીને ઉભી છે એટલામા નિઝામની સવારી ત્યાથી નીકળે છે બન્ને તેની આગળ ફરીયાદ કરે છે તમારા મિત્ર ઉમરને હસનના હુકમથી ચાબકા મારવામા આવે છે અને તે મરી જશે

આ ચોકાવનારી ખબર સાભળીને નિઝામુલ-મુલ્ક તરતજ પોતાની સવારી હસનના ઘર તરફ લઈ જાય છે અને ત્યા જઇને જુએ છે તો ખરેખર ખઇયામ સકજામા જકડયાલો છે અને હસનના માણસો તેને ચાબકા મારી રહ્યા છે

"શુ એજ આપણો એકરાર હતો" નઝામુલમુલ્ક હસનને પૂછે છે અને પછી ખય્યામને છાડાવે છે તથા હસનને કેદ કરે છે

ખય્યામ હવે પોતાની પરણેતર અને છોકરીની સાથે નેશાપુરના એક બગીચામા રહે છે, જે તેને તેના મિત્ર અને ઇરાનના વજીર નિઝામુલમુલ્ક તરફથી મલ્યો છે ।

નીઝામુલમુલ્કે તેને મળે છે અને તેને સનોષી તથા ખુશ જોઇને રાજી થાય છે તથા પ્રયાગ પુરૂ કરવા કહે છે ।



# નાની શીરીંનુ શુ થાય છે ?

પેલા જવાનીઓ કયા ચાલી જાય છે ?

એ બધુ તમારે

# ગ્લોબ

માં આવી પોતે જોઇ જવુ !



# ઉમર ખય્યામ

ની

# રૂબાઇયાત

આ ચીઝ છે, જેના પ્રતાપે ઉમર ખૈયમ યુરોપ અને અમેરીકામ પુજ્ય છે —

હર મુલ્કે, તો અઝ તાએતે મા હીચ ફુઝૂદ ?
વઝ મા'સીયતી કે, હસ્ત નુકસાની બૂદ ?
બુગઝરો, મગીર, ઝાકે, માલૂમમ શુદ,
ગીરન્દયે દીરીઓ ગુઝરન્દયે ઝૂદ !

ખય્યામ ઇશ્વરને કહે છે કે '(યા ખુદા) અમારી ભક્તિથી તારા રાજ્યમા કંઇ ઘટાડો થયો ? મને છોડ, પકડીશ નહિ કેમકે મને ખબર છે કે, તુ મોડેથી પકડે છે અને વહેલા છોડી દે છે

ગૂયદ કે, ફિરદવસે બરી ખાહદ બૂદ !
આ જા મયે નાબો હૂરે ઈ ખાહદ બૂદ !
ગર મા મયો માશૂક ગોઝીદીમ ચે અજબ
ચૂં આકેબતે કાર ચની ખાહદ બૂદ

એટલે 'એનુ કહે છે કે, એક મહાન બગીચો (બહેસ્ત) હશે ત્યા સ્વચ્છ મદીરા અને સુદર અપ્સરા મળશે હવે જ્યારે છેવટે એમ થવાનુજ છે તો અમે અહીંઆ જ્યારે મદીરા અને માશૂકને પસદ કરીએ તો અજબ થવાનુ શુ છે !

(૩) દૂરના કુમર રળિઆમણાં ઘણાં ! ખાકીયામે એમ કહે છે :—

આહદે ગૂયદ બહેશ્ત બાહૂર ખુશ અસ્ત !
મન મી ગૂયમ કે આબે અંગૂર ખુશ અસ્ત !
ઇન નકદ બેગીર આન નુસ્યેહ બેદાર,
આવાઝે દોહલ શનીદન અઝદૂર ખુશ અસ્ત,

એટલે 'ભકત કહે છે કે, અપ્સરા સાથે સ્વર્ગ આનંદ દાયક છે ત્યારે હુ કહુ છુ કે, અંગૂરી શરાબ (દિલને) આનંદ આપે છે'

હવે આ રોકડી ચીઝ (શરાબ) તો લઇ લો અને તે ઉધાર (સ્વર્ગ અને અપ્સરાને ડિપાઝિટ) રહેવા દઓ એ તો દૂરના ઢોલ સોહામણા !

(૪) એવુ કહેવાય છે કે, ઉમરે આ ચોપાઇ મરવાની અગાઉ લખી હતી –

બરસીનયે ગમ પઝીરે મન રહેમત કુન !
બર જાનો દિલે અસીરે મન હરમત કુન !
બર પાયે ખરાબાત રવે મન બબખશાય,
બર દસ્તે પ્યાલેહ ગીરે મન રહેમત કુન !

હે ઇશ ! આ મારા મકટ કબૂલ કરનાર સીના પર દયા કર !
મારા (ગુનાહમા) સપડાયલા જાન અને હૃદય ઉપર દયા કર !
મારા દારૂના પીઠા તરફ ચાલનાર પગ ઉપર દયા કર !
મારા પ્યાલો ઝાલનાર હાથ ઉપર દયા કર !

ગ્લોબ સીનેમા સેન્ટ્રહર્સ્ટ રેડ.

બિલ્ટાલત પ્રેસ, સુલતાનન મેન્શન, કુંભારી મુંબઇ

॥ वंदेमातरम् ॥



# મતીઆ પાટીદાર જ્ઞાતિનું

# વસ્તી પત્રક

1925
8-7-19..
Reg No 34

પ્રકાશક —

જીવણજી રણછોડજી પટેલ

વલ્લભભાઈ ખુશાલભાઈ પટેલ

મુ૦ સાંકળી    તા૦ બારડોલી

મુદ્રક

ભાઈલાલ ઝવેરભાઈ પટેલ

"નવયુગ" મુદ્રણાલય–ચીમડાચોક—સુરત

# નિવેદન

**સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ,**

આપની સમક્ષ આ અલ્પ સેવા રજુ કરતા જે, જે ભાઇઓએ અમને આ કાર્યમા મદદ કરી છે તેમનો આભાર માનીએ છીએ વસ્તીગણત્રી કરતી વખતે તેનો અહેવાલ ટુંક સમયમાજ પ્રકટ કરવાની આશા રાખી હતી, પરંતુ ગણત્રી કરનાર પૈકી કેટલાક ભાઇઓ તરફના પત્રકો સૂચવાયલા નિયમ અનુસાર ભરાયલા ન હોવાથી તેમાં કેટલીક ભૂલો અને ત્રુટી રહી હતી, તે સુધારવાની અનિવાર્ય જરૂર હતી, અને તેથીજ ગણત્રી શરૂ કર્યા પછી લગભગ દોઢ વર્ષે આ અહેવાલ પ્રકટ કરી શકીએ છીએ

આ ભૂલો સુધારવાના કામમા કેટલાક ભાઇઓ તરફથી કીમતી મદદ મળી છે, તે ન મળી હોત તો સાચો રીપોર્ટ બહાર પાડતા હજીયે વિલંબ થાત એ ભાઇઓની સેવા માટે અમે તેમના આભારી છીએ

એક ગામના કેટલાક જ્ઞાતિજનોએ પોતાના ઘરની ગણત્રી કરવા દેવાની સાફ ના પાડી હતી, તેથી જાતમાહિતી ઉપરથી તે તે ઘરના આંકડા અમે લઈ લીધા છે એ ઘરના આંકડા ન લઇએ તો ગણત્રી અધુરીજ રહે એ વર્ગ અમારા પરિચયના હતા એટલે લીધેલા આંકડામા ભૂલ થવાનો સંભવ નહિ જેવોજ છે

ગણત્રી કરતી વખતે અનેક ભાઇઓ તરફથી જાતજાતના પ્રશ્ન પૂછવામા આવતા, જેવા કે

**સવાલ**—આ ગણત્રી કરવાનો ઉદ્દેશ શો ?

**જવાબ**—અત્યારે આપણી જ્ઞાતિની ધાર્મિક, સામાજીક, નૈતિક, આર્થિક અને શારીરિક સ્થિતિ કેવી છે એ જાણવાને અને ભવિષ્યમા તે ઉપરથી બીજી ગણત્રી વખતે જ્ઞાતિ કેટલે દરજ્જે ઊંચે ચઢી છે અગર નીચે પડી છે તે જાણવાને પ્રમાણભૂત સાધન તૈયાર કરવાનો આ ગણત્રી આપણી ચઢતી પડતીનો ઇતિહાસ છે

**સવાલ**—" મતીઆ પાટીદાર જ્ઞાતિનુ વસ્તીપત્ર " એ નામને બદલે "પાટીદાર જ્ઞાતિનુ વસ્તીપત્ર" નામ રાખો તો સારૂ નહિ ?

**જવાબ**—પાટીદાર કોમ તો સાગર જેવી વિશાળ છે, આખા ગુજરાતમા તે પથરાયલી છે જ્યારે આપણી ગણત્રી તો પાટીદાર કોમની—એક પેટા કોમની અને તે પણ સુગત વિભાગમાજ નમાઈ ગયેલી મતીઆ પાટીદાર જ્ઞાતિની છે એટલે તે મથાળુ ભુલાવા ખવાડનાર થઈ પડે વળી વાકાનેર, વગડ વગેરે ગામોમા બીજા પાટીદારો પણ વસતા હોવાથી તે ગામના આકડામા પણ ગોટાળો થાય આપણે આપણીજ પેટા કોમ પુરતી ગણત્રી કરી છે એટલે તે સૂચક નામજ વાપરવુ જોઇએ અને તેમાજ આપણે ગૌરવ પણ માનવુ જોઇએ

કેટલાક ભાઇઓ તરફથી એવી સૂચના કરવામા આવી હતી કે ગણત્રી પત્રકમા ધર્મનુ ખાનુ રાખવાની જરૂર નથી પરંતુ દરેક સમાજને તેની ધાર્મિક સ્થિતિ જાણવાની ખાસ જરૂર છે તેટલા ખાતરજ ધર્મના ખાના રાખવામા આવ્યા છે

વસ્તી ગણત્રીના રીપોર્ટ પરથી તરવાતી આપણી જ્ઞાતિની સ્થિતિ નીચે પ્રમાણે રજુ કરીએ છીએ

રીપોર્ટ પરથી માલુમ પડે છે કે જ્ઞાતિની અદર બાળવિવાહ અને બાળલગ્ન ઘર કરી બેઠા છે બાળવિવાહને લઇને છોકરા—છોકરી વચ્ચે ઉમરમા બીલકુલ તફાવત હોતો નથી ખરૂ જોતા વર-કન્યા વચ્ચે ઓછામા ઓછુ પાચ વરસનુ અતર હોવુ જોઇએ તે હોતુ નથી

ઉપલા કારણને લઇને દર વરસે જ્ઞાતિની અંદર વરકન્યાના કજોડા થવાથી પુષ્કળ ફારગતી થાય છે તેથી નૈતિક તેમજ આર્થિક દ્રષ્ટિએ જ્ઞાતિ નીચે પડતી જાય છે માટે વર-કન્યામા તફાવત રાખીને વિવાહ થવા જોઇએ અને બાળલગ્ન અટકવા જોઇએ અમને સખેદ જણાવવુ પડે છે કે જ્ઞાતિના સ્થભ કહેવાતા ઘણાખરા પટેલીઆઓ ફારગતી કરવાના કારભારમા ભારે રસ લે છે અને અમારો એવો નમ્ર અભિપ્રાય છે કે કેટલીક જગ્યાએ તેઓ તરફથી વિનાકારણ નિર્દોષ જોડાના છૂટાછેડા કરવામા આવે છે અમારી તેઓને નમ્ર વિનતિ છે કે તેઓ જ્ઞાતિને નીચે પાડનાર આવા દુષ્કાર્ય કરતા અટકે અને સારા કાર્યમા જ્ઞાતિને પોતાની સેવા આપે, જ્ઞાતિ તરફથી જો આનો ઉપાય લેવામા નહિ આવે તો એ વિષનો કીડો ઘર ઘર ફેલાશે બાળલગ્ન તેમજ ફારગતીના કારણે જ્ઞાતિની ઉગતી પ્રજાની શારીરિક, માનસિક તેમજ નૈતિક સ્થિતિ નબળી થતી જશે છેવટ જ્ઞાતિનુ અધપતન થશે પરતુ આવી નિરાશામા અમને આશાના અકુર ફુટતા છે કેટલાક જ્ઞાતિના સમજુ ભાઇઓ પોતાના બાળકો તેમજ બાળાઓને પ્રાચીન પદ્ધતિ પર ચાલતા ગુરૂકુળોમા વિદ્યાભ્યાસ અર્થે મોકલી આપે છે અમને આશા છે કે વધુ ભાઇઓ એમનુ અનુકરણ કરે કે જેથી જ્ઞાતિનુ અધપતન થતુ અટકે

જ્ઞાતિની અદર કેળવણી ઠીક પ્રમાણમા અપાઇ રહી છે. પરતુ સ્ત્રી કેળવણીનુ પ્રમાણ ઘણુ મોટુ છે જ્ઞાતિને ઉન્નત દશામા લાવવા માટે દરેક માબાપે પોતાના છોકરા છોકરીને સાચી કેળવણી આપવી જોઇએ અત્યારે સરકાર તરફથી જે કેળવણી અપાઇ રહી છે તે સાચી કેળવણી નથી કેળવણી એવી અપાવી જોઇએ કે જેથી બાળકો સ્વતત્ર, સ્વાશ્રયી અને સ્વદેશાભિમાની બને

આપણી જ્ઞાતિના ઘણા ભાઇઓ પરદેશગમન કરી ગયા છે, એ સાહસિકતાના ગુણને લઇને જ્ઞાતિની આથિક સ્થિતિ ઠીક છે.

ધર્મની બાબતમાં ટીકા નહિં કરવા ઘણા ભાઇઓ તરફથી સૂચના કરવામાં આવી છે અને વળી દેશના હાલના વાતાવરણમાં દેશભક્તો તરફથી એકતાના આહ્વાનને લઇને અમો સતપંથ ધર્મની ટીકા કરવાનું મોકુફ રાખીએ છીએ પરંતુ દીલગીર છીએ કે જ્ઞાતિમાં અત્યારે એક એવી બીના બની રહી છે કે આપણા આગળના સ્વપ્નમાં પણ વધારે ખરાબ છે. જ્ઞાતિના પટેલીઆઓ ફારગતી જેવા કામ પાછળ મંડ્યા છે ત્યારે બીજી તરફ આપણી કોમ આગાખાની ધર્મ તરફ વળતી જાય છે લગભગ પચાસ માણસોએ આગાખાની ધર્મ સ્વીકાર્યો છે અને તેઓ પોતાનું કામ કર્યે જાય છે દીલગીરીની વાત એ છે કે આપણી કોમમાં આગાખાની ધર્મ પગપેસારો કરે અને આપણે તેના તરફ બેદરકાર રહીએ જ્ઞાતિ તરફથી એને માટે યોગ્ય બંદોબસ્ત ન થાય તો ભવિષ્યમાં આગાખાનીનો સમૂહ વધશે અને તે વખતે પાટીદારની કોઈ કોમ સામે આપણાથી હિન્દુ તરીકે ઉભું રહેવાશે નહિ. ધર્મની બાબતમાં છૂટાપણું હોવું જોઇએ પણ જે ધર્માન્તર થાય છે તે હિન્દુ ધર્મના તત્વોના અજ્ઞાનને લઇને જ થાય છે. ધર્માન્તરમાં નાતપણું જાતના લોભ લાલચને સ્થાન ન જ હોવું જોઇએ. અને હિન્દુ કોમ તરીકે આપણે હિન્દુ ધર્મ જ પાળવો જોઇએ. કારણ આપણામાંના દરેક હિન્દુ કહેવડાવવાનો દાવો કરીએ છીએ અને એમાં જ આપણું ગૌરવ છે. આશા છે કે જ્ઞાતિના સર્વ હિતેચ્છુઓ આ બાબત પર સંપૂર્ણ ધ્યાન આપશે.

જે જે ભાઈઓ તરફથી વસતી ગણત્રી ભરવામાં મદદ મળી છે છે તેનો અમો ફરીથી આભાર માનીએ છીએ.

વિ. સેવકો

**જીવણજી રણછોડજી પટેલ**

**વલ્લભભાઇ ખુશાલભાઈ પટેલ.**

સ્થળ–**સાકરી**

તા. ૫–૪–૨૫

# મતીઆ પાટીદાર જ્ઞાતિનું વસતિપત્રક

| ગામ | સ્ત્રી | પુરૂષ | ઘર | ગુજરાતી ભણેલા પુરૂષ | અંગ્રેજી ભણેલા પુરૂષ | ભણેલી સ્ત્રી | કુલ ભણેલી |
|---|---|---|---|---|---|---|---|
| વાકાનેર | ૨૪૩ | ૨૭૨ | ૯૮ | ૧૬૫ | ૩૭ | ૬૦ | ૨૬૨ |
| શીકેર | ૧૭૯ | ૧૨૫ | ૭૦ | ૧૧૫ | ૨૯ | ૫૨ | ૧૯૬ |
| વગાડ | ૩૧૫ | ૩૪૮ | ૧૧૦ | ૨૭૫ | ૪૫ | ૯૮ | ૪૧૮ |
| રાયમ | ૮૨ | ૯૩ | ૩૦ | ૫૭ | ૬ | ૧૫ | ૭૮ |
| સાકરી | ૬૮ | ૬૪ | ૨૭ | ૪૯ | ૯ | ૨૪ | ૮૨ |
| પલસોદ | ૧૦૧ | ૧૦૨ | ૪૫ | ૭૭ | ૪ | ૯ | ૯૦ |
| અકોટી | ૧૭૦ | ૧૯૪ | ૭૮ | ૧૩૪ | ૧૦ | ૨૩ | ૧૬૭ |
| ઓરગામ | ૫૯ | ૬૦ | ૨૩ | ૫૨ | ૬ | ૨૦ | ૭૮ |
| બામણી | ૧૯૮ | ૧૭૦ | ૬૦ | ૧૪૩ | ૪ | ૨૩ | ૧૭૦ |
| શીંગોદ | ૧૬૬ | ૧૬૫ | ૬૨ | ૧૨૯ | ૧૨ | ૪૨ | ૧૮૩ |
| હરિપરા | ૧૩૧ | ૧૪૩ | ૫૧ | ૧૭૦ | ૮ | ૨૪ | ૨૦૨ |
| સમથાણુ | ૬૪ | ૬૦ | ૨૬ | ૪૨ | ૮ | ૧૨ | ૬૨ |
| સીસાદરા | ૨૭૩ | ૨૮૯ | ૧૧૫ | ૨૧૬ | ૨૧ | ૬૫ | ૩૦૨ |
| મુનસાડ | ૧૩૦ | ૧૩૩ | ૫૭ | ૧૧૦ | ૧૭ | ૪૩ | ૧૭૦ |
| ખડસુપા' | ૧૭૮ | ૧૮૫ | ૭૦ | ૧૨૧ | ૨૧ | ૭૨ | ૨૧૪ |
| સાતેમ | ૧૯૬ | ૧૯૫ | ૭૪ | ૧૩૧ | ૩૭ | ૭૨ | ૨૪૦ |
| પારડી | ૧૫૧ | ૧૬૨ | ૫૭ | ૧૨૦ | ૪ | ૨૩ | ૧૪૭ |
| કાછીઆવાડી | ૧૨૭ | ૧૪૫ | ૫૭ | ૧૧૯ | ૯ | ૫૩ | ૧૮૧ |
| ઉટારવા | ૫૫ | ૬૧ | ૨૧ | ૫૦ | ૧૧ | ૧૮ | ૭૯ |
| કલકવા | ૨ | ૮ | ૧ | ૪ | ૧ | ૨ | ૭ |
| ખુટવાડા | ૬૮ | ૬૮ | ૨૫ | ૫૦ | ૫ | ૨૪ | ૭૯ |
| ધડોઈ | ૧૮ | ૩૫ | ૮ | ૨૦ | ૩ | ૪ | ૨૭ |

# કાર્તિક સુદી ૭ સંવત ૧૯૮૦ તા૦ ૧૫-૧૧-૨૩

| છોકરા કુવારા | કન્યા કુવારી | વિધુર | વિધવા | ધર્મ | | પરદેશ ગમન કરનાર | કુલ વસ્તી |
|---|---|---|---|---|---|---|---|
| | | | | સનાતની | સત્પથી | | |
| ૮૩ | ૬૯ | ૨૨ | ૨૮ | ૪૦૨ | ૧૧૩ | ૮૧ | ૫૧૫ |
| ૫૪ | ૫૬ | ૧૧ | ૨૩ | ૮૬ | ૨૧૮ | ૭૩ | ૩૦૪ |
| ૯૦ | ૮૨ | ૩૫ | ૩૬ | ૬૬૩ | ૦ | ૮૭ | ૬૬૩ |
| ૨૯ | ૨૭ | ૫ | ૧૪ | ૧૧૩ | ૬૨ | ૨૦ | ૧૭૫ |
| ૯ | ૧૦ | ૫ | ૮ | ૧૦૦ | ૩૨ | ૧૩ | ૧૩૨ |
| ૨૭ | ૧૬ | ૯ | ૧૩ | ૫૮ | ૧૪૫ | ૨૧ | ૨૦૩ |
| ૪૬ | ૩૧ | ૧૯ | ૧૯ | ૧૧૦ | ૨૫૪ | ૫૪ | ૩૬૪ |
| ૧૨ | ૧૦ | ૮ | ૧૦ | ૨૦ | ૯૯ | ૭ | ૧૧૯ |
| ૨૪ | ૨૭ | ૩૨ | ૨૧ | ૨૩૯ | ૧૨૯ | ૪૦ | ૩૬૮ |
| ૫૬ | ૩૩ | ૧૦ | ૨૪ | ૨૮૭ | ૪૪ | ૩૪ | ૩૩૧ |
| ૩૭ | ૩૩ | ૧૮ | ૨૩ | ૧૪ | ૨૬૦ | ૪૨ | ૨૭૪ |
| ૨૪ | ૧૯ | ૬ | ૫ | ૧૮ | ૧૦૬ | ૧૨ | ૧૨૪ |
| ૯૭ | ૭૯ | ૪૭ | ૨૯ | ૭૧ | ૪૯૧ | ૧૦૫ | ૫૬૨ |
| ૩૫ | ૩૦ | ૧૭ | ૨૨ | ૧૫ | ૨૪૮ | ૧૩ | ૨૬૩ |
| ૬૨ | ૫૧ | ૧૪ | ૨૩ | ૨૦૧ | ૧૬૨ | ૩૫ | ૩૬૩ |
| ૬૬ | ૪૩ | ૧૩ | ૨૯ | ૨૬૫ | ૧૨૬ | ૭૦ | ૩૯૧ |
| ૪૬ | ૪૮ | ૧૩ | ૨૨ | ૦ | ૩૧૩ | ૫૬ | ૩૧૩ |
| ૪૨ | ૨૭ | ૧૦ | ૧૬ | ૪૬ | ૨૨૬ | ૬૪ | ૨૭૨ |
| ૧૧ | ૧૬ | ૩ | ૫ | ૬૯ | ૪૭ | ૨૪ | ૨૧૬ |
| ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૨ | ૧૦ |
| ૩ | ૨૩ | ૭ | ૬ | ૪૨ | ૯૪ | ૧૭ | ૧૩૬ |
| ૬ | ૭ | ૧ | ૩ | ૩ | ૫૦ | ૪ | ૫૩ |

| ગામ | સ્ત્રી | પુરુષ | ઘર | ગુજરાતી ભણેલા પુરુષ | અંગ્રેજી ભણેલા પુરુષ | ભણેલી સ્ત્રી- | કુલ ભણેલા |
|---|---|---|---|---|---|---|---|
| વસર | ૧૨ | ૧૭ | ૫ | ૧૪ | ૨ | ૨ | ૧૮ |
| નવસારી | ૮ | ૧૦ | ૭ | ૯ | ૩ | ૧ | ૧૩ |
| આંબાવાડી | ૧ | ૨ | ૧ | ૨ | ૦ | ૦ | ૨ |
| ચોરઆમલા | ૦ | ૨ | ૧ | ૨ | ૦ | ૦ | ૨ |
| બાવરીઆ | ૮ | ૯ | ૬ | ૨ | ૦ | ૦ | ૨ |
| ભરાડીઆ | ૨૭ | ૩૧ | ૨૦ | ૨૧ | ૧ | ૧ | ૨૩ |
| મોખરી | ૮ | ૮ | ૬ | ૭ | ૦ | ૦ | ૭ |
| મુંબઈ | ૧૮ | ૩૬ | ૧૭ | ૩૧ | ૧૪ | ૬ | ૫૧ |
| બાગ | ૧ | ૭ | ૨ | ૬ | ૧ | ૦ | ૭ |
| દેથલી | ૧ | ૪ | ૧ | ૩ | ૧ | ૦ | ૪ |
| સુરત | ૫ | ૨ | ૧ | ૨ | ૦ | ૩ | ૫ |
| અહિરશાળા | ૦ | ૯ | ૧ | ૯ | ૯ | ૦ | ૯ |
| ગુરુકુળો. | | | | | | | |
| કાગડી | | | | | | | |
| ઇંદ્રપ્રસ્થ | | | | | | | |
| મુંબઈ | | | | | | | |
| હરદ્વાર ઋષિકુળ | ૭ | ૧૮ | ૭ | ૦ | ૧૮ | ૭ | ૨૫ |
| જ્વાલાપુર | | | | | | | |
| જાલંધર કન્યા-ગુરુકુળ | | | | | | | |
| દિલ્હિ | | | | | | | |
| કુલ | ૩૦૮૧ | ૩૨૧૯ | ૧૨૪૦ | ૨૪૫૬ | ૩૫૬ | ૭૯૯ | ૩૬૦૨ |

૧૨૨૪૭૨



| છોકરા કુંવારા | કન્યા કુંવારી | વિધુર | વિધવા | ધર્મ | | પરદેશ ગમન કરનાર | કુલ સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|
| | | | | સનાતની | સત્પંથી | | |
| ૫ | ૩ | ૦ | ૦ | ૦ | ૨૯ | ૧ | ૨૯ |
| ૧ | ૧ | ૦ | ૦ | ૫ | ૧૩ | ૨ | ૧૮ |
| ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ | ૧ | ૩ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ૨ | ૦ | ૧ | ૬ | ૧૧ | ૬ | ૧ | ૧૭ |
| ૭ | ૨ | ૧ | ૨ | ૫૦ | ૧ | ૪ | ૫૮ |
| ૨ | ૦ | ૧ | ૧ | ૧૪ | ૨ | ૧ | ૧૦ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૪૯ | ૫ | ૦ | ૫૪ |
| ૦ | ૧ | ૧ | ૦ | ૮ | ૦ | ૦ | ૮ |
| ૧ | ૦ | ૧ | ૦ | ૫ | ૦ | | ૫ |
| ૧ | ૪ | ૦ | ૦ | ૭ | ૦ | ૧ | ૭ |
| ૪ | ૦ | ૦ | ૦ | ૭ | ૨ | ૧ | ૯ |
| ૧૮ | ૭ | ૦ | ૦ | ૨૫ | ૦ | ૦ | ૨૫ |
| ૯૧૭ | ૭૫૮ | ૩૧૩ | ૩૮૮ | ૩૦૦૫ | ૩૨૯૫ | ૮૯૨ | ૬૩૦૦ |